એને પણ "તારક"જ કહે છે. ઇંગ્રેજી star વગેરે અન્ય ભાષાના એ અર્થનાજ શબ્દો સાથે મુકાબલો કરતાં એમ સાબિત થયું છે કે એની વ્યુત્પત્તિ स्त ધાતુમાંથી છે.—૭. ફણગો ફુટીને નીકળનાર, ફણગો, છોડ, ઝાડ.—૮. દૃષ્ટિમર્યાદા ઓળંગી જનાર, સૂર્ય.—૯. સૂર્યથી ઉત્પન્ન થએલી, યમુના નદી, કેમકે તે સૂર્યની પુત્રી છે.

## ૨૫ दा, दद्.—(લા. Do.) આપવું:—

अ – [ દ ]; દુઃખદ; સુખદ; નર્મ = આનંદ, નર્મદા.—अन—દાન ( દાણ, દેણ ); અપ+આ, અપાદાન; નિદાન; સંપ્રદાન [ દાપન ] ( દાપું );—अक.—દાયક; સુખદાયક—त.—दत्त, દત્તક ( ક=લઘુ. પ્ર ). ઉત્+આ+દત્તમાંથી દનો લોપ, [1]ઉદાત્ત; અન્; અનુદાત્ત;—य—[2]દાય;-વિદાય; સંપ્રદાય.—इन्.—દાયી ( દાઈ ).

### ગૂ. ધા—દેવું; દાન કરવું.

૧.—ઊંચેથી આપેલો, જે સ્વર ઉપર બહુ ભાર મૂકવામાં આવે છે તે. ભારને હિસાબે માણસના ઉચ્ચારણમાં ત્રણ સ્વર (Accents) આવે છેઃ—ઉદાત્ત, અનુદાત્ત, અને સ્વરિત. ઊંચેથી બોલાય તે ઉદાત્ત. નીચે બોલાય તે અનુદાત્ત, અને મધ્યમ રીતે બોલાય તે સ્વરિત; એ ભેદ હજી વેદ ભણવામાં કાયમ રહેલો છે.–૨. આપવાનું. વારસો.

## ૨૬. दिव्.—પ્રકાશવું. ૨. રમવું.

अ.–દેવ; દેવાલય ( દેવલ ); દેવગૃહ ( દહેરૂં ); દેવી; દેવતા; દેવત્વ; દૈવ; (अ); દૈવત્વ ( દૈવત ); દૈવ; ( इन् )—य—દિવ્ય—न—દિન; [1]દિનકર; [2]દિનમાન; દૈનિક—अस् [ દિવસ્ ). [1]દિવાકર દિવસ (अ).—त— દ્યૂત (જૂઉ). દ્યૂતકારી ( कृ+इन् ) ( જૂગારી ).

૧. દહાડો કરનાર. સૂર્ય–૨. દહાડાનું માપ, કેટલી ઘડીનો અમુક દહાડો છે તે.

## ૨૭ दिश–(લા. Dico.) જોવું, દેખાડવું, હુકમ કરવો:-

क्विप्.—दिक् ( દિશ્નું પ્રથમાંત રૂપ ), [1]દિગંત ( અંત );

[2]દિગંબર (અંબર); દિક્પાળ (દિગપાળ), દિગ્વિજય, દિઙ્-મૂઢ; દિશા (દિશ); [3]ઉપદિશા. અ,—દેશ; દેશાંતર (અંતર=બીજો); [4]આદેશ; ઉત્. ઉદ્દેશ; ઉપદેશ; ઉપદેશક (અક); નિદેશાલંકાર; [5]વિદેશ; પ્રદેશ; [6]સંદેશ (સંદેશો)—ય.—દેશ,—ઈય—દેશીય (દેશાઈ).

ગૂ. ધા—દીસવું.

૧ ચારે દિશાનો અંત જે ગોળવૃત્તમાં થતો દેખાય છે તે. દૃષ્ટિમર્યાદા-૨. દિશાજ જેનાં વસ્ત્રો છે તે; નાગો બાવો; જૈન માર્ગના અમુક પંથના સાધુઓ.—૩. હલકા દરજ્જાની દિશાઓ:-વાયવ્ય, ઇશાન, અગ્નિ અને નૈઋત્ય કોણ-૪. રાજા કે યોગીની આજ્ઞા-૫. દેશથી ઉલટું. પરદેશ.-૬. સારી રીતે કહી દેખાડવું, કહેણ.

૨૮. દીપ્—બળવું, પ્રકાશવું:—

અ—દીપ (દીવો); દીપાલી (અલી=હાર) (દિવાળી); દીપતૈલ (દીવેલ); દીપમાળા (દીપમાળ); દીપવર્ત્તિ (દીવટ, દીવેટ),—અન-દીપન, [1]ઉદ્દીપન.—અક-દીપક (દીવડો), દીપિકા (દીવી).—તિ—[2]દીપ્તિ—ત.—[દીપ્ત]; [3]પ્રદીપ્ત; —માન—(ધાતુ બેવડાયો) [4]દેદીપ્યમાન.

ગૂ. ધા. દીપવું.

૧. વધારે પ્રકાશિત કરનાર, રસમાં વધારો કરનાર—૨. પ્રકાશવાપણું, દીપવું. શોભા—૩. વધારે પ્રકાશેલું, જાગૃત.—૪. અતિશય પ્રકાશતું; ઝળાંઝળાં થઇ રહેતું

૨૯. દૃશ્—જોવું:—

ક્વિપ્.—[દૃશ્] તાદૃશ્, [1]તાદૃશ્; [2]સદૃશ્; [3]સાદૃશ્ય-અ.—આદર્શ (આરસો, આરસી)—અન—દર્શન, પ્રદર્શન, સુદર્શન—અક—દર્શક; દુરદર્શક; સૂક્ષ્મદર્શક—ય— દૃશ્ય, અદૃશ્ય—અનીય—દર્શનીય (દરશણીકો)—ત— દૃષ્ટ (દીઠો); [4]અદૃષ્ટ (અદીઠો); દૃષ્ટાંત.—તિ.—દૃષ્ટિ; કુદૃષ્ટિ, દૃષ્ટિમર્યાદા. —તૃ.—દૃષ્ટા.

ગૂ. ધા. દેખવું.

૧. તેવું.—૨ સરખું—૩. સરખાપણું.—૪. નહિ દીઠેલું નસીબ.

## ૨૦. धा, धि.—ધારણ કરવું.

क्विप—[ धि ]. અવધિ ( અવધ );—[૧]આધિ, [૨]ઉપાધિ, [૩]વ્યાધિ, સમાધિ ( સમાધ )—[૪]નિધિ, [૫]પ્રતિનિધિ; સંનિધિ; સાન્નિધ્ય (य);–સંધિ. [૬]સંધ્યા (य+आ); અપ્=પાણી, [૭]અબ્ધિ; ઉદ=પાણી, [૮]ઉદધિ ( દધિ ); [૭]જલધિ; પયસ્=પાણી, [૮]પયોધિ; ઓપ=ઉષ્ણતા, [૯]ઔષધિ; ઔષધ (अ)—अ.—[ ध ]. સંધ (સાંધો); સ+અવ, સાવધ. [૧૦]સુધા (आ); વસુ=દ્રવ્ય, [૧૧]વસુધા. —अन.—[धान]; અભિધાન, અંતર્ધાન,—અવધાન (ઓધાન); અષ્ટાવધાની ( इन् ); શતાવધાની ( इन् ); વ્યવધાનઃસ, સાવધાન,– આધાન; ગર્ભાધાન; સમ્, સમાધાન; પ્રધાન; પ્રાધાન્ય. (य)— નિધાન; સંનિધાન; પરિધાન (પહેરણુ); વિધાન; સંધાન (સાંધણુ); [૧૨]અનુસંધાન;—ઉર્ધ્વ=ઉપર, ઉર્ધ્વધાની (ઊઢણી); રાજધાની.— म—ધામ.—तृ. ધાતા; ધાત્રી; વિધાતા; વિધાત્રી—त.—હિત; પુરસ્=આગળ, [૧૩]પુરોહિત (પરો'ત); વિહિત; [૧૪]સંહિતા (आ).

### ગૂ. ધા. પહેરવું; સાંધવું:–

૧. મનનું દુઃખ—૨ પાસેથી–આસપાસથી આવી પડેલું દુઃખ—૩. મનના દુઃખથી ઉલટું. શરીરનું દુઃખ, રોગ–૪. માંહે ધારણ કરનાર, ખજાનો—૫. સામાની–બીજાની તરફથી અધિકાર પોતામાં ધારણ કરનાર—૬. જોડનારી, રાત દિવસને જોડનારી વેળા, સવાર કે સાંજ ગમે તે; સાંજ; સાંજ સવાર ને ઝળઝળીઉં દેખાય છે તે; સાંજે, સવારે, તથા બપોરે જે ધર્મક્રિયા દ્વિજોને કરવાની કહી છે તે છેલ્લા અર્થમાં એ શબ્દનું મૂળ 'ધ્યૈ=ધ્યાન કરવું" એ ધાતુ ઉપરથી પણ હોય—૭ પાણીને ધારણ કરનાર. સમુદ્ર.—૮. પાણીને ધારણ કરનાર. સમુદ્ર; વાદળું—૯. ઉષ્ણતા ધારણ કરનાર, વનસ્પતિ. આ ઉપરથી જણાય છે કે પ્રાચીન આર્યો જાણતા હતા કે વનસ્પતિને ઊગવાને સારૂ ગરમી અવશ્યની છે.—૧૦. અમૃત—૧૧. દ્રવ્યો એટલે નાના પ્રકારની ખનિજ પદાર્થને ધારણ કરનારી, પૃથ્વી.—૧૨. એકની સાથે બીજાનું સંધાવું, લાગેલાગ મેળવવો અથવા મળવો, સંબંધ મેળવી દેવો.—૧૩. યજ્ઞાદિ ધર્મકર્મમાં જેને આગળ એટલે પ્રમુખ ઠેરવ્યો છે તે, ગોર ક્ષત્રિય વગેરે કેટલીક નાતના ગોરને હાલ પરોત કહે છે.—૧૪. સાથે ધારણ કરેલું, ગોઠવીને સંગ્રહ કરેલો, વેદની સંહિતા કહેવાય છે, કેમકે તેના મંત્રો છૂટા છૂટા ચાલતા હતા, તેને વેદવ્યાસે અનુક્રમે ગોઠવી હાલના આકારમાં સંગ્રહ કર્યો છે.

## ૩૧. धृ, धार्, धुर्.—ઝાલી રાખવું.

अ—[ ધર ]; [1]ગંગાધર; જલંધર (જળંધર); પયસ્, [2]પયોધર; [3]ભૂધર; વસુ, [4]વસુંધરા.—[ ધાર ]; સૂત્ર=દોરી, [5]સૂત્રધાર (સુતાર), નિર્ધાર; ધારા (આ)-[ધાર]; આધાર; જગત; જગદાધાર; વિશ્વાધાર; દુગ્ધ=દૂધ, દુગ્ધાધારી (દૂધાધારી) ( इन् ); નિ; નિરાધાર.—ધીર ( ધીરો ); ધીરા; ધૈર્ય ( य ) ( ધીરજ ); અધીર (અધીરો).—ધુર; ધુરંધર; ધૌરેય ( ईय ) ( ધોરી ); ધુરી (ધરી),—अन. ધારણ; સ+આ, સાધારણ, સુધારણ; ધારણા; —ધરણ; ધરણી, ધરણીધર.—तृ.—ધર્તા; ધરિત્રી ( ધરતી ) —अक—ધારક, સુધારક.—मन्—ધર્મ. ધર્મી, ધાર્મિક—इन्— [ધારી]; વેષધારી, નામધારી; [ ધારિણી ]; વિશ્વધારિણી.—त. [ધૃત]; [6]ધૃતરાષ્ટ્ર; વિ, વૈધૃત ( अ ).

### ગૂ. ધા–ધરવું; ધારવું; નિર્ધારવું; સુધારવું.

૧ ગંગાને ધારણ કરનાર; મહાદેવ, કેમકે ભગીરથ રાજા જ્યારે સ્વર્ગમાંથી ગંગા લાવ્યો. ત્યારે ઉપરથી પડતાં મહાદેવે પોતાના માથા ઉપર તેને ઝાલી લીધી હતી—૨ પાણીને ધારણ કરનાર, વાદળું. દૂધને ધારણ કરનાર, સ્તન—૩ પૃથ્વીને ધારણ કરનાર, પરમેશ્વર. પૃથ્વીએ જેને ધારણ કરેલા છે તે, પર્વત (આ બીજો અર્થ ગુજરાતીમાં ચાલતો નથી)—૪. દ્રવ્યને ધારણ કરનારી, પૃથ્વી—૫ દોરીને ઝાલી રાખનારો; પૂતળાં નચાવનારો, નાટક મંડળીનો ઉપરી; સૂતાર, કેમકે તે માપવા સારૂ હમેશાં દોરી હાથમાં લઈને ફરે છે.—૬. રાષ્ટ્ર એટલે દેશ જેણે ( જૂલમથી ) ઝાલી રાખ્યો છે તે, રાજ્ય પચાવી પડનાર, કૌરવોનો બાપ.

## ૩૨. नम्—નમવું.

अ—[નામ]; [1]પરિણામ; પ્રણામ—अस्.—નમઃ નમોનમઃ (નમઃ+નમઃ); નમસ્કારઃ [2]શ્રીગણેશાયનમઃ—अन. નમન (નમણું)—त—[ નત ]; [3]નતાંશ; ઉત્, [4]ઉન્નત; [5]ઉન્નતાંશ; અનુત.—र—નમ્ર (નરમ): નમ્રતા.—ति.--[ નતિ ]; ઉત્, [6]ઉન્નતિ; વિનતિ ( વિનંતી ).

**ગૂ. ધા.—નમવું; નામવું; પ્રણમવું. ગૂ. શ.—નમનતાઇ.**

૧.—ચોતરફથી નમીને જ્યાં જાય તે, છેવટ ફળ, અસર.—૨. શ્રી ગણેશને નમસ્કાર "ગણેશાય" ચતુર્થી એક વચનનું રૂપ છે.—૩. કોઇ આકાશી પદાર્થ વિષુવવૃત્તથી જેટલા અંશ નમેલો-દૂર-હોય તે.—૪. નમેલાથી ઉલટું, અક્કડ, મગરૂર.—૫. કોઈ આકાશી પદાર્થ ક્ષિતિજથી જેટલા અંશ ઊંચો હોય તે.—૬. ઊંચે આવવું, ચઢતી.

**૩૩. नश् (લા. noceo)=જતા રહેવું; નાશ પામવો:—**

अ.—**નાશ;** વિનાશ; વિનાશી ( इन् );અવિનાશ; અવિનાશી.—अक.—**નાશક;** વિનાશક—त.—**नष्ट** ( નાઠો, નઠારો ? )

**ગૂ. ધા.—નાસવું; નાશ પામવો; વણસવું:—**

**૩૪. नी—દોરી જવું, પમાડવું:—**

अ—[૧]**નય;** [૨]વિનય; [૩]નિર્ણય; [૪]પરિણય—अन.—[૫]**નયન** ( નયણ, નેણ, નેન ); કમળનયની; [૬]ઉપનયન—अक.—[૭]**નાયક;** [૮]વિનાયક; નાયિકા (आ)—त्र.—**નેત્ર;** [૯]ઉપનેત્ર—त. નવ=નવું, [૧૦]**નવનીત.**—ति—**નીતિ;** રાજનીતિ, અનીતિ.

**ગૂ. ધા.—આણવું (आनय); પરણવું (परिणय).**

૧. સુખને પહોંચાડનાર, નીતિ, ડહાપણ.—૨. વિશેષ કરીને સુખને પહોંચાડનાર, નમ્રતા, સભ્યતા.-બહાર દોરી જવું, વિચારોને બહાર એક નિશ્ચય રૂપે કાઢવા.—૪. પરણવું, લગ્ન.—૫. હરવાફરવામાં દોરી લઈ જનાર, આંખ—૬. હલકા દરજ્જાની આંખ વિદ્યાગુરુ પાસે બાળકને દોરી લઈ જવો; શાળામાં મોકલવો; વિદ્યાર્થી અવસ્થાનાં ચિહ્ન દાખલ હાલ જેમ ઇંગ્રેજી પાઠશાળાઓમાં અમુક પોશાક પહેરાવે છે તેમ તે સમે તે બાળકને ઘાલતા હતા તે, જનોઈ, જનોઈ દેવાની ક્રિયા. એમ કહેવાય છે કે અસલ આર્ય વિદ્યાર્થીઓ પ્રતિ વર્ષે છૂટીને વખતે પાછા ઘેર આવતા ત્યારે જનોઈ ત્યાં મૂકીને આવતા અને પાછા જતા ત્યારે તે પાછું ત્યાં ધારણ કરતા હતા, અને એ બંને પ્રસંગે અમુક ક્રિયા કરતા. એ બંને ક્રિયા હાલ બ્રાહ્મણો શ્રાવણી (બળેવ)ને દિવસે ભેગીજ કરે છે. પરંતુ પહેલા ઉપાકર્મ (જનોઈ પાછું પહેરવાનું કર્મ) કેટલાક વખતને આંતરેજ કરવામાં આવતું.—૭. દોરી

લઈ જનાર; આગેવાન; ભવાયાની ટોળીનો ઉપરી; સિપાઇઓનો ઉપરી; કાવ્યાદિમાં જે પુરૂષનું મુખ્યત્વે વર્ણન કર્યું હોય તે; રસશાસ્ત્રમાં રસને મૂર્તિમાન્ કરનારાં જે જે પાત્ર વિવિધ પ્રકારનાં થઇ શકે છે તે.—૮. વિશેષ કરીને—મોટો—ઉપરી; ગણપતિ—૯ ચશ્મા—૧૦. નવું ખેંચી કાઢેલું, માખણ.

**૩૫. पच्**—(લા. coquo. ગ્રી. Puso.) **રાંધવું, પકવવું:—**

અ. **પાક;** પાકશાળા; પાકશાસ્ત્ર;—અન.—**પાચન**.—વ. (ભૂતકૃદંતના અર્થમાં)—**પકવ** (પકડું, પાકું); પકવાન્ન (અન્ન); પરિપકવ; પરિપકવતા.

**ગૂ. ધા. પાકવું; પકવવું; પચવું-ગૂ. શ. અપચો.**

**૩૬. पत्—પડવું:—**

અ. [[1]**પત;**] [2]પતંગ (પતંગીઓ)—[3]**પાત;** અશ્રુપાત; પક્ષપાત; ઉત્પાત; નિપાત; વિ+અતિ, વ્યતિપાત, (વતિપાત) સંનિપાત (સનેપાત). અન.—**પતન;** પતન કોણ (कोण= ખૂણો); પ્ર+નિ, પ્રણિપતન.-अक.—**પાતક,** ઉત્પાતક (ઉત્પાતીઓ)—ર. —[4]**પત્ર;** પત્રાલી; પત્રાવલિ; [5]પતિ, પત્રિકા- इत.—[6]**પતિત.**

**ગૂ ધા.—પડવું; પાડવું; ઉત્પતવું:—**

૧.—પડવું.—૨. પડતો પડતો ચાલનાર; પતંગીઓ; એક જાતનો કનકવો.—૩. પાડનાર, પાપ—૪. પડનાર, પાલરૂં; પુસ્તકનું પાનું; લખવાના કાગળ; લખેલો કાગળ—૫. ચીઠી—૬ ધર્મમાંથી પડેલો, ભ્રષ્ટ, પાપી.

**૩૭. पद्**—(લા. Pedis, ગ્રી Pates.)—**૧. ડગલું ભરવું. ૨. મેળવવું.**

क्किप्-[[1]**પદ પત**]; પત્ર; [3]પદ્ધતિ (हति=હણવાપણું); આપત્ (ફા. આફત); આપદા (आ); વિપત્; સંપત્.— ति.—[**પત્તિ**]; આપત્તિ; ઉત્પત્તિ (ઉત્પત્ત). વિ, વ્યુત્પત્તિ; વિપત્તિ (વિપત્ત; સંપત્તિ (સંપત).—अ.—[4]**પદ,** [5]અષ્ટપદી, ષટ્પદી (છપઈ, છપય, છપૈયા); પદ + અતિ = ચાલનાર, પદાતિ (પ્યાદું); પદાર્થ; [6]પદવી. (व+ई); પાદ. (પાયો, પા); [7]સપાદ (સવા); પાદુકા (उ + क + आ); પાદુકી

( પાવડી )—अन—ઉત્પાદન; પ્રતિપાદન. સંપાદન.—अक—ઉત્પાદક;—પ્રતિપાદક; સંપાદક;–य–પદ્ય, પાદ્ય, પ્રતિ પાદ્ય—न (ભૂ. કૃ)-[પન્નઃ] ઉત્પન્ન, વ્યુત્પન્ન; સંપન્ન.—म.—[૮]પદ્મ; [૯]પદ્મનાભ; [૧૦]પદ્મા; પદ્મિની ( પદમણી ).

**ગુ. ધા.-ઉપજવું (उत्पद्यते) સંપજવું (सपद्यते?); સાંપડવું, સંપાદવું.**

૧. પગ.—૨. પદાંત 'દ્' નો "ત્" થઈ જાય છે. પગ-૩. પગવડે હણનાર; પગ પડ્યાથી પડેલો માર્ગ, પગથી-શેરડો; માર્ગ; ચાલુ રીત.—૪. પગ; શબ્દ; ગાવાની કવિતા.-૫. જયદેવકૃત ગીત ગોવિંદનાં ગાયન—૬ ડગલાં ભરવાનું ઠેકાણું. રસ્તો, પગથીઆં; દરજ્જો ૭ પદિ એટલે પા (ચતુર્થાંશ) સહિત.-૮, કમળ. ૯. જેના નાભિકમળમાંથી બ્રહ્મા ઉત્પન્ન થયા તે, વિષ્ણુ.-૧૦ લક્ષ્મી.

### ૩૮. पा——પાળવું:—

अ.—[પ]; [૧]ગોપ; ગોપી; ગોપિકા; નૃ=માણસ, [૨]નૃપ; [૩]ભૂપ મંડ=શોભા, મંડપ. (માંડવો); મહી=પૃથ્વી, [૩]મહીપ. त—પિતૃ; પિતા; પ્રપિતા; પિતામહ; પૈતૃક ( પિત્રાઈ)-ति.—[૪]પતિ; પત્ની. [૫]સપત્ની; નૃપતિ.

૧.—ગાયોને પાળનાર. ગોવાળિયો -૨ માણસને પાળનાર,-રક્ષણ કરનાર, રાજા.-૩ પૃથ્વીને પાળનાર, રાજા.-૪. પાળનાર (અહીંઆં તિ નો અર્થ કરનાર થાય છે). ધણી. ૫. પોતા જેવી બીજી પણ જે ધણીયાણી હોય તે, શોક્ય.

### ૩૯. पा, पी.—પીવું:—

अ.—[પ]; [૧]દ્વિપ; દ્વિપક (દીપડો), મધુ=મધ, [૨]મધુપ. अस्—[[૩]પયસ્] (પય); [૪]પયોદ; પયોધર—अन.—પાન; [૫]અનુપાન; નિપાન ( નવાણ ).—ई.—[૬]પાનીય ( પાણી ) —य—[૬]પેય.—त्र.—[૭]પાત્ર.—क्विप्.—મદ્યપી, સુરાપી.

**ગુ. ધા. પાવું; પીવું:—**

૧.—બે રીતે ( સૂંઢ ને મોંથી ) પીનાર, હાથી—૨. મધ પીનાર, મધમાખી, ભ્રમર, ભમરો.—૩. પીવાનું, પાણી, દુધ. —૪. પાણી આપનાર; વાદળું—૫. વૈદ્યની માત્રા સાથે બીજું

કાંઈ પીવાનું કે ખાવાનું ઓસડ કહ્યું હોય તે.—૬. પીવા યોગ્ય, પીવાનો પદાર્થ—૭. પીવાનું સાધન, આબખોરો (ફારશીમાં એનો અર્થ પાણી પીવાનું વાસણ એમજ થય છે); ગમે તે વાસણ (એ ઠેકાણે પા નો પાળવું એ અર્થ લેવો વધારે ઉચિત છે.

## ૪૦ पाल्:—પાળવું:—

अ.—[પાલ] (પાળો, વાળો પ્રત્યય); ક્ષેત્રપાલ (ખેતરપાળ); ગોપાલ (ગોવાળ, ગોવાળીઓ); ગોપાલિની (ગોવાળણી, ગોવાળણ); દિક્પાલ (દિગપાળ); રક્ષપાલ (રખવાળ), (રખેવાળ), ભૂપાલ; સુખપાલ, પ્રતિપાલ; [પાલી] (પાળી, પાળ, પાર–પાર્ય).—अक—પાલક (પાલખ, પાળીઓ); પાલકી (પાલખી ?) પ્રતિપાલક—अन—પાલન (પાલણ, પારણું—પાણું—પાયણું); પ્રતિપાલન.

ગૂ. ધા—પાળવું, પળવું;—

## ૪૧. पू.—ચોખ્ખું કરવું; પવિત્ર કરવું:—

अन—[૧]પવન; પાવન; [૨]પતિતપાવન—अक.—[૩]પાવક—त्र—પુત્ર (પુત્ર); રાજપુત્ર (રજપૂત); પૌત્ર (अ); પ્રપૌત્ર; પુત્રી; પ્રપૌત્રી—इत्र.—[૪]પવિત્ર (પવિત્રું) [૫]પવિત્રી.—इत. [૬]પુનિત.

ગૂ. ધા.—ઉપણવું (उत्पवन).

૧. ચોખ્ખું કરનાર, પવન—૨. પાપીને પવિત્ર કરનાર, પરમેશ્વર.—૩. ચોખ્ખું કરનાર; અગ્નિ, કેમકે તેમાં નાખીને તપાવ્યાથી ધાતુઓ ચોખ્ખી થાય છે.—૪. પવિત્ર કરવાનું સાધન, જનોઈ.—૬. પવિત્ર.

## ૪૨. पृ, पूर्, पर्व्. ભરવું:—

अ,—પુર (પુરૂં); પુરી, પૂર—अस—[૧]પુર:; [૨]પુર:સર [૩]પુરશ્ચરણ; [૪]પુરા, [૫]પુરાણ—अन—પર્વ; સુપર્વ (સપરવો, સપરમો); [૬]પર્વણી (ई); પર્વત—अन—પૂરણ, પૂરણી—न. (ભૂ. કૃ) પૂર્ણ (પૂરણ); પૂર્ણાંક; અપૂર્ણ; અપૂર્ણાંક; [[૭]પૂર્ણમા]—પૂર્ણિમા (પૂનમ, પૂનેમ) પરિપૂર્ણ; સંપૂર્ણ.

ગૂ. ધા. પૂરવું, પૂર્ણ કરવું.

૧. આગળ.—૨. આગળ જનાર, વિધિપુર:સર એટલે વિધિ જેમાં આગળ જનાર છે તે, વિધિ પ્રમાણે, યથાવિધિ—૩ આગળ ચાલવું, તૈયારી કરવી,—૪. પહેલાં, પૂર્વે—૫. પહેલાંનું, જૂનું.—૬. અમાસ, પુનેમ, કેમકે એ દિવસે દરિયામાં પાણી બહુ ભરાય છે.—ભરતી આવે છે.—૭. દાક્તર બેનફાઇ ધારે છે કે "પૂર્ણ માસ"નું આ બગડેલું રૂપ હશે પૂર્ણ-પૂરો. માસ=ચન્દ્રવાળી તિથિ. માસ=મહિને; અસલ પૂનેમે મહિનો પૂરો થતો હતો.

૪૩. बध् बंध्—( ઇં. Bind )—બાંધવું:—

अ—**બંધ** ( બાંધો ); [ **બંધક** ] [ બંધિગો ]; અનુબંધ નિબંધ; પ્રતિબંધ; પ્રબંધ; સંબંધ; (સંબંધ; સમંધ );—अन.—**બંધન** (બાંધણ); [**બંધની**] (બાંધણી)—उ—[1]**બંધુ**; બાંધવ. (अ)—त **બદ્ધ** ( **બાધો**, બધો ); બદ્ધકોષ્ટ ( બંધકોષ ).—इर.—**બધિર** ( બહેરો ).

ગૂ. ધા.—બાંધવું—ગૂ. શ. બંધી, પગડબંધ—ફા. શ. બંદ, બંદીવાન.

૧. સગાઇથી બંધાએલાં પરગોત્રી; મામાફોઇના કે માસીમાસીનાં છોકરાં, ગમે તે રીતનાં સગાં; ભાઈ.

૪૪. बुध्. ( ઇં. Bode )-જાણવું:—

अ.—[1]**બુધ**; કુબુધ [2]વિબુધ, સુબુધ—**બોધ**; પ્રતિબોધ; પ્રબોધ; સુબોધ; સુબોધિની ( इनी )—अन—**બોધન**; પ્રબોધન; સંબોધન—त—[3]**બુદ્ધ**. બૌદ્ધ, (अ.)-ति-**બુદ્ધિ**, સુબુદ્ધિ ( સુબુધ )—अ—**બોધક**; પ્રબોધક.

ગ. ધા.—બૂઝવું (बुध्यते), બોધવું. સંબોધવું, પ્રબોધવું.

૧ જાણનાર. વિદ્વાન; એ નામનો ગ્રહ; ગ્રહના નામનો વાર—૨. વિશેષ જાણનાર, દેવ—૩. પૂર્ણ જ્ઞાન પામેલાં, શાકયમુનિ

૪૫. भज्. ભજવું:—

अ.—[1]**ભગ**; ભગવત્; ભગવદ્ગીતા, [2]ભાગવત ( अ ) ભગવતી;-ભગવંત, ભગવાન; ભગિની ( બહેન ), સુભગ-[**ભાગ**] ભાગ્ય: સુભાગ; સુભગિની ( સુહાગણી, [3]સુહાગણ ), દુર્ભાગિણી ( [4]દુહાગણ ); સુભગ + य = य =[5]સૌભાગ્ય (સોભાગ, સોહાગ);

સૌભાગ્યવતી (સૌભાગ્યવંતી) અભાગી (इन्); અભાગિની (અભાગણી, અભાગણ, અભાગીએણ)—अन.—**ભજન;** ભજનિક (ભજનિયો)—इय—**ભજનીય**.–त–**ભક્ત** (ભગત)—ति—**ભક્તિ** (ભગતી)

ગૂ. ધા.—ભજવું, ભજન કરવું ગૂ. શ. અભાગિયો.

૧. ઇશ્વરી શક્તિ; સૌંદર્ય; ધર્મ.—૨. ભગવત્ સંબંધી, એ નામનું પુરાણ.—૩ સારા ભાગ્યવાળી. રાજાની માનીતી સ્ત્રી.—૪. નઠારા ભાગ્યવાળી, રાજાની અણમાનીતી સ્ત્રી.—૫. સારૂં ભાગ્ય, ધણીની હયાતી, હેતાવણ.

### ૪૬. भज्. भंज् ભાગવું:—

અ.—**ભાગ;** ભાગી (ભાગિયો); ભાગાકાર, વિભાગ; વિભાગી; સમભાગી.—**ભંગ;** ભંગા (ભાંગ); [1]અભંગ—अन—**ભંજન;** ભંજની (ભાંજણી).—अक.—**ભાજક;** દૃઢભાજક—उर.—**ભંગુર**. ક્ષણભંગુર.–त–[2]**ભક્ત** (ભાત); [3]વિભક્તિ, અવિભક્ત—ति.—[4]**વિભક્તિ**—न.—**ભગ્ન;** આશાભગ્ન—य.—**ભાજ્ય;** અવિભાજ્ય.

ગૂ. ધા—ભાંજવું, ભાગવું, દુભાગવું–ગૂ. શ. ભગંદર, ભંગાણ, ભંગાર, ભાગિયો.

૧. જેમાં ભંગ પડતો નથી તે; એક જાતનો છંદ.—૨. ભાગેલી (ડાંગેર). ચોખા.—૩. ભાઇઓ વગેરે ભેગા રહેતા હોય તે અવિભક્ત, અને છૂટા પડયા હોય તે વિભક્ત કહેવાય છે.—૪. વિશેષ કરીને ભાગ પાડવાપણું. નામ વગેરેના અંગ ને પ્રત્યય છૂટા કરી દેખાડવા, એવા પ્રત્યય અથવા તેથી જે અંગમાં અર્થના વધારો થાય છે તે.

### ૪૭. भाष्. બોલવું:—

અ **ભાષા;** [1]બાલભાષા; [2]પરિભાષા;—अन.—**ભાષણ;** ભાષણકર્ત્તા; મૃદુભાષિણી; સંભાષણ—इत.—[3]**સુભાષિત.**—य.—[4]**ભાષ્ય.**

ગૂ. ધા.—ભાખવું:-ગૂ. શ. દુભાષિયો (द्विभाषीक)

૧. માગધી ભાષા; કેમકે જેમ બાળક બોલતા ભાષાને અપભ્રંશ કરી ને બોલે છે તેમ એ સંસ્કૃતમાંથી થએલી છે,—૨. અમુક શાસ્ત્રના સાંકેતિક બોલ.—૩. રસાલંકૃત છૂટક કવિતા.—૪. એક પુસ્તક વિષે બોલવાનું જે બધું હોય તે, સંપૂર્ણ ટીકા.

**૪૮. भिद्.** (લા. Findo. ઈ. Bite) **પેસવું, ભાગ. પાડવા—ભીંજવું:**—

अ.—**ભેદ;** જ્ઞાતિભેદ; અભેદ; ભેદાભેદ; [1]ઉપભેદ—**अन.**—**ભેદન.**—अक.—**ભેદક.**—उ.—[2]**ભેદુ.** य.—**ભેદ્ય** (ભેજ) અભેદ્યતા; નિર્ભેદ્યતા.—त.—[3]**ભિન્ન** (ભીનું); અભિન્ન; ભિન્નાભિન્ન; ભિન્નતા–તિ.—[**ભિત્તિ**] (ભીત, ભીંત.)

**ગૂ. ધા—ભેદવું, ભીજવું—ભીંજવું.**

૧ ભેદનો ભેદ, પેટાવર્ગ.—૨. પેસી જઇને ખબર લાવનાર છાની વાત જાણનારો, તે કહી દેનારો.—૩. ભાગ પડેલું, જૂદું ભીંજેલું.

**૪૯. भुज्.—વાંકુ વળવું:**—

अ.—**ભુજ;** ચતુર્ભુજ (ચત્રભુજ); ચતુર્ભુજા; [1]ભુજંગ, ભુજંગમ, ભુજંગ (ભુયગ, ભોરગ), [2]ભુજંગપ્રયાત, ભુજંગી इन्.—[3]ભોગી.

૧. વાંકું વાંકું ચાલનાર. સર્પ—૨. સર્પની પેઠે ચાલનાર, એ નામનો એક છંદ, કેમકે તેની ચાલ એ રીતની છે.—૩. વાંકું વાંકું ચાલવાવાળો; સર્પ (જુઓ એજ શબ્દનો બીજો અર્થ નીચલા ધાતુની નોંધમાં)

**૫૦. भुज्-ખાવું; ભોગવવું:**—

अ—**ભોજ-ભોગ;** [1]ભોગી; ઉપભોગ; વિભોગ; **વૈભોગ; સંભોગ** अय.—[2]**ભોજ્ય;** અભોજ્ય; ભોજ્યાભોજ્ય; [3]ભોગ્ય; અભોગ્ય. अन—**ભોજન**—अक—[4]**ભોજક.**—तृ—**ભોક્તા.** ति—[5]**ભુક્તિ.** पू+आ—(ધાતુ બેવડાઇને) **બુભુક્ષા** (ભૂખ).

**ગૂ. ધા. ભોગવવું. (?) ભુજવું.**

૧. ખાનાર, ભોગવનાર, વૈભવી—૨. ખાવા યોગ્ય—૩. "જ" "ગ" થઇને ભોગવવા યોગ્ય, ભોગવવાનું.—૪. ખાનાર, એ નામના જૈન માર્ગના આશ્રિતો, કેમકે એમ કહેવાય છે કે તેઓ મૂળે બ્રાહ્મણ હતા. પણ એક વખત છ મહીના સુધી પાટણમાં શ્રાવકોની નોકારશી (જમણવાર) ચાલી ત્યારે તેઓ લલચાઈને વટલી ગયા, અને "શીરા સારૂ શ્રાવક થાય" એ કહેવત તે વખતથી નિકળી.

**૫૧. भू.** (ઇ Be. લા. Fio.)- **હોવું:**—

क्विप—[**ભુ**]; પ્રભુ (પરભુ); વિભુ; શંભુ; સ્વયંભુ; સ્વ-

યંભૂ—**ભૂ**; ભૂધર; ભૂપ; ભૂમિતિ. **अ.**—[૧]**ભવ**; ભવાની (આની); [૨]અનુભવ; પરાભવ; વિભવ; [૩]વૈભવ; [૪]સંભવ; સંભવિત—**ભાવ**; ભાવિક. [૫]પ્રાદુર્ભાવ; અભાવ ( અભાવો ); અનુભાવ; મહાનુભાવ ( માનુભાવ ); પ્રભાવ; વિભાવ:—સ્વભાવ; સ્વાભાવિક.—**अन.**—**ભવન**; [૬]બાષ્પભવન; [૭]વક્રીભવન.—**ભુવન** (ભોવન); ત્રિભુવન (ત્રિભોવન).—**ભાવન**; ભાવન, સંભાવના —**त.**—**ભૂત** (હુઓ, હવો): પંચ મહાભૂત. **य.**—[૮]**ભવ્ય**; ભવિષ્ય; સંભાવ્ય—**म+इ** —**ભૂમિ** (ભોમી—ભોમ, ભોંઈ, ભૂંઈ, ભોંય—ભોં, ભાંય); ભૂમિકા (क+આ), ભૌમ (ભોમ); [**ભામિક**] (ભોમિયો, ભૂમિયો)-**ति.** **વિભૂતિ** (ભભૂતિ-ભભૂત)—**इन्**—**ભાવી.**

**ગૂ. ધા.—હોવું; ભાવવું; અનુભવવું; નિભાવવું; સંભવવું.**

૧.—હોવું, જિંદગી;—હોનાર, હમેશાં રહેનાર, મહાદેવ —૨ કોઈ વસ્તુની પછાડી પછાડી હોવું—જવું, મંડી રહેવું, મહાવરો—૩. વિશેષ કરીને માત્ર પેટ ભરવા કરતાં—વધારે હોવું; મોજશોખ—૪ સાથે હોવું, એક બીનાની સાથે બીજી બનવીજ જોઈએ એમ જે આપણે ધારી શકીએ છીએ તે—૫. પ્રકટ હોવું, ઉદય થવો.—૬. વરાળ થવાની ક્રિયા.—૭. કીરણોનું વાંકું થવું—જવું —૮. હોવા યોગ્ય, મોટું.

**૫૨. भृ**-( ગ્રી Phero. લા. Fero ઇં Bear )- **ભરવું**:-

**अ.**—[**ભર**]; વિશ્વંભર; અભર; સભર (સબ્ભર)—**ભાર** ( ભારો ); ભારી (इन्) ( ભારે ); સંભાર-**अन.**—**ભરણ**; ભરણી, આભરણ ( આભ્રણ );—ભારણ—**तृ**—[૧]**ભર્તૃ**—ભર્ત્તા ( ભર્ત્તાર, ભરથાર ); ભ્રાતૃ ( ભ્રાત, ભાઈ ); ભ્રાત્રીય ( **ईय** ); (ભત્રીજો).—**य**—[૨]**ભાર્યા** (ભાર્જા); કુભાર્યા ( કુભાર્જા ) **त्य.**—**ભૃત્ય**—**त**—**ભરત**; ભરતખંડ; ભારત; ભારતવર્ષ, [૩]—ભારતી.

**ગૂ. ધા.—ભરવું, ભારવું:**—**ગૂ. શ.** ભરતી; ભરતર; ભરતીઉં; અણરાભરણ.

૧. ભરનાર, ભરણપોષણ કરનાર, ધણી.—૨. ભરણપોષણ કરવા

યેગ્ય.—સ્ત્રી.—૩. ભરતખંડમાં ઉત્પન્ન થએલી, તેનું રક્ષણ કરનારી દેવી, સરસ્વતી.

### ૫૩. भ्रम्—ભમવું:—

અ.—[1]ભ્રમ (ભરમ) [2]ભ્રંગ—अन.—**ભ્રમણ**; ભ્રમણા —इत.—**ભ્રમતિ** (ભમિઓ—ભમીઓ—ભમ્યો.)—ति **ભ્રાંતિ** (ભ્રાંત)—अर—**ભ્રમર** (ભમર, ભમરો); [3]ભ્રમરી (ભમરી); [**ભ્રમરદ્વારી**] (ભમરબારી).

### ગૂ. ધા. ભમવું:—

૧. ભમવું, હોય તે કરતાં જૂદું સમજવું—૨. ભમતો ભમતો ચાલનાર, ભમરો.—૩. ભમ ભમ કરનારી, ભમરી, પાણીના વમળ.

### ૫૪. मद्—ગાંડા થવું, મસ્ત થવું:—

અ.—**મદ**, ઉત્; ઉન્મઃ વાયુ; પ્રમત્તવદન; પ્રમદા; [**માદ**]; [1]ઉન્માઃ (ઉદ્દમાત—ઉધમાત); [2]પ્રમાદ.—त—**મત્ત** (માતો); ઉન્મત્ત, મદોન્મત્ત.—अन—[3]**મદન**—अक.—[4]**માદક**—इर+आ —[5]**મદિરા**; મદિરાક્ષી (અક્ષી=આંખવાળી); મદિરેક્ષણી (ઈક્ષણી=આંખવાળી).—य.—[5]**મદ્ય**, મદ્યપી.

૧.—ગાંડાઈ, તોફાન—૨. બેપરવાહી, ગફલત—૩. ગાંડા કરનાર, કામદેવ.—૪. કેફી પદાર્થ.—૫. ગાંડા કરનાર, દારૂ.

### ૫૫. मन्.—ઈચ્છવું; વિચારવું:—

अस्—[**મનસ્**] (મન); મનોયત્ન; મનોહર (મનહર); મનોજ; માનસિક (इक); [1]મનસ્વી (विन्); મનસા.—अन.—**મનન.**—उ.—[2]**મનુ**; [3]માનવ; (अ); [3]મનુષ્ય.—इ.— [4]**મુનિ**; મૌન (अ);—મૌન્ય (य)—त-**મત**, [5]મતંગ (માતંગ); અનુમત; સંમત;—ति.—**મતિ** (મત); અનુમતિ; કુમતિ; દુર્મતિ; સુમતિ; સંમતિ.—त्र—[6]**મંત્ર** (એ ઉપરથી મંત્ર ધાતુ ઉત્પન્ન થાય છે, અને મંત્રવું, મંત્રણા, મંત્રી, આમંત્રિત વગેરે બીજાં ઉદાહરણ તે ધાતુનાં છે.)

### ગૂ. ધા.—મનન કરવું; મંત્રવું; મંતરવું:—

૧. ઈચ્છાવાળો, સ્વચ્છંદી;—વિચારશક્તિવાળો—૨. વિચાર

કરી શકનાર, એ નામનો માણસ જાતનો મૂળ પુરૂષ, કેમકે સઘળાં પ્રાણીઓમાં માણસજ વિચાર કરનાર છે—૩. મનુથી ઉત્પન્ન થએલું.—૪. વિચાર કરનાર, ચૂપ રહેનાર, ધ્યાન ધરનાર, જોગી.—૫. ઇચ્છા પ્રમાણે ચાલનાર, હાથી.—૬. વિચાર કરવાનું—ધ્યાન ધરવાનું સાધન;—છાનો વિચાર અથવા મસલત.

**૫૬. मान्.—માન આપવું:—**

अ. **માન;** સન્માન, માની (इन्); [1]માનિની, (માનની, માનુની); અભિમાન; સ્વાભિમાન—દેશાભિમાન.—इत—**માનિત** (માનીતો)—य. **માન્ય.**

**ગૂ ધા. માનવું:—**

૧. માન (એટલે રીસવાળી અથવા રીસાએલી સ્ત્રી;) સ્ત્રી.

**૫૭. मा.** (ગ્રી. Meton ઇ. Mete)—**માવું; માપવું:—**

अ—[ म ]; [1]સમ; સમાંતર; સમીકરણ; સમતા; શામ્ય; [2]વિષમ (વસમું). [3]**ઉપમા** (आ); [4]અનુપમ (अ)—अन.—**અનુપ, અનોપ.—પ્રતિમા;** અપ્રતિમ (अ)—अन—[5]**માન** (માણ, મણ, માણું, માણી); દિનમાન; [6]અનુમાન; [3]ઉપમાન; નિર્માણ; પરિમાણ—[6]પ્રમાણ; પ્રામાણિક;—પ્રમાણિક; અપ્રમાણ; સપ્રમાણ;—[7]વિમાન; [8]સમાન; સામાન્ય; માપન (માપણી)—य.—[3]ઉપમેય तृ—[10]**માતૃ–માતા** (માઈ–માય–મા–માત); [11]માતામહ, માતામહી, પ્રમાતામહ; [12]માતુલ (अ વધી અનિયમિત રૂપ); માતુલિ; માતુલી—त्र—**માત્ર;** [13]માત્ર, માત્રિક–त.-મિત. (કેટલાક પ્રત્યયની પૂર્વે मा ને ઠેકાણે मि આદેશ થાય છે); [14]મિતાક્ષરા; [15]મિતાહાર; અમિત; નિમિત્ત (નિમિત–નિમત); નિર્મિત (નિર્મું–નીર્મ્યું); પ્રમિતાક્ષરા (પ્રમિત=ઉત્કૃષ્ટ રીતે માપેલા+અક્ષર=અક્ષરવાળી કવિતા).—ति.—[16]મિતિ; ભૂમિતિ; [6]અનુમિતિ; પરિમિતિ.

**ગૂ. ધા. માવું, સમાવું, માપવું, નિર્મવું—નિમવું.**

૧. સરખું માપ જેનું છે તે. સપાટ, બરાબર—૨ સમથી

ઉલટું, વાંકુંચુકું, ઉલટું.—૩. પાસે મૂકીને માપવું, મુકાબલો કરવો:-
એ નામનો અલંકાર "એ રાજાનું મન સમુદ્રના જેવું ગંભીર હતું"
એમાં મન અને સમુદ્રનો જે મુકાબલો છે તે ઉપમાલંકાર. મન ઉપમેય
(મુકાબલો કરવાનું) અને સમુદ્ર એ ઉપમાન (મુકાબલો કરનાર—
જેની સાથે મુકાબલો થાય છે તે) કહેવાય છે —૪. ઉપમા-મુકાબલા
વિનાનું. બેનમુન-૫. માપ, તોલ—૬. ઉત્કૃષ્ટ માપ, જ્ઞાન મેળવવાનાં
સાધન, ન્યાયશાસ્ત્રમાં તે ચાર ગણ્યાં છે:-પ્રત્યક્ષ, અનુમાન. ઉપમાન
ને શબ્દ અનુમાન=એક બિનાની પછાડી હમેશાં આવનારી બીજી
બિના જાણવી તે. એમ કરવાની ક્રિયા તે અનુમિતિ—૭. તેલ—
ભાર વિનાનું. હવામાં ઉડી શકે તે—૮. સરખા માપવાળું, બરાબર,
સરખું.—૯. સરખાપણું; સાધારણ.—૧૦. (પેટમાં) મનાડનારી, મા.
—૧૧ માનો બાપ—૧૨. મામો—૧૩. માપવાનું સાધન, પિંગળમાં
જે વડે છંદ મપાય છે તે—ઓસડનું લેવા યોગ્ય માપ; માપીનેજ
લેવા જોગ ઓસડો, રસાયન—૧૪. માપેલા અક્ષરવાળી, એ નામની
યાજ્ઞવલ્કય સ્મૃતિ ઉપર જ્ઞાનેશ્વરે મહાપ્રસિદ્ધ ટીકા કરી છે તે—
૧૫. માપેલો આહાર, તંદુરસ્તીના નિયમ પ્રમાણે ખાવું તે—૧૬.
જમીનનું માપ, એ નામની વિદ્યા, કેમકે પ્રથમ તે મિસર દેશમાં
નીકળી ત્યારે જમીન માપવાને અર્થેજ હતી, આકારશાસ્ત્ર.

### ૫૮. मुच्—છેડાવું; છોડવવું; છૂટવું:—

अन—[1]मोचन विमोचन–त.—[2]मुक्त; [3]मुक्ता (? મોતી, નારીજાતિનો ई પ્રત્યય ધારતાં); मुक्ता+आ वलि=હાર અથવા માળા मुक्तावलि; (? मुक्ताफळ) मौक्तिक (? મોતીઓ)-अ.—
[4]मोक्ष–उ.—[5]मुमुक्षु (मुमुक्षु–ति—मुक्ति (મુગાત).

**ગૂ. ધા. મૂકવું; મોચાવું? મોકલવું.**

૧. છોડવનાર, દુ:ખ ભાગનાર.—૨. છૂટેલો.—૩. છૂટેલી કાળું માછલીની પાડેલી સીપો, તેમાંથી નીકળેલાં—મોતી.—૪. છૂટવાની ઈચ્છા, છૂટવું.—૫. (ભવબંધનમાંથી) છૂટવાની ઈચ્છા રાખનાર.

### ૫૯. मुह—બેભાન થવું; બેભાન કરવું:—

अ—[1]मोह; મોહિત—अन.—[2]मोहन, મોહના; મોહની.
—त.—मूढ (મૂંઢ)—[3]मुग्ध; मुग्ध બોધિની; मुग्धा.

ગૂ. ધા.—મોહવું, મોહ પામવું, મૂઝાવું (मुह्य ति) ગૂ. શ.
—મૂઝણુ, મુઝારો (? मुह्यकार)

૧. બેભાનાવસ્થા; ભૂલાવો; અત્યંત પ્રેમ—૨ બેભાન કરનાર

અત્યંત પ્રેમ ઉપજાવનાર—૩. બેભાન થએલો. અજ્ઞાન બાળક.

### ૬૦ मृ (લા. Mors) મરવું:—

अ.—[1]અમર; અજરામર (अजर ઘરડો ન થાય એવો) અમરલોક; અમરાપુરી; અમરાવતી.—[2]માર; [3]મહામારી; (मृનો મૂળ અર્થ "નબળા હોવું" છે તે ઉપરથી) કુમાર; (કુંવર, કુંવારો), કુમારી (કુંવારી—કુઅરી—કુવરી—કૂંરી—કૂર—કોર); કુમારિકા; (કુંવારિકા—કુવારકા).—अन.—મરણ, (મરણું); મારણ;—अक.—મારક (મારો) उ.—[4]મુમુર્ષુ (મમરસુ)—त.—મૃત (મૂઓ—મુવો, મડું; મૃતક (મડદું, મુડદું);–त-(અહીંઆં કર્ત્તાના અર્થમાં લેવો) અમૃત; ચરણામૃત; પંચામૃત—मन्.—મર્મ (મરમ)–त्.—[5]મરૂત. [6]મારૂતિ (इ)–त्यु–મૃત્યુ (મોત).

ગૂ. ધા—મરવું, મારવું, મરણ—મૃત્યુ પામવું, ગૂ. શ. મરકી,—મારકણો, મરાણુઓ.

૧. ન મરનાર, દેવતા.—૨. મારી નાખનાર, કામદેવ.—૩. મોટી મારી નાખનારી મરકી.—૪. મરવાની ઈચ્છા રાખનારો, મરવા જેવો દેખીતોજ બળ કે ઉત્સાહ વિનાનો.—૫. નહિ મરનાર, જે પીધાથી માણસ મરેજ નહિ એવી કલ્પિત ઔષધિ.—૬.—મરૂત=વાયુ મરૂત્‌થી ઉત્પન્ન થયેલો તે, હનુમાન.

### ૬૧. मृग्—ખોળવું, શિકાર કરવો:—

अ.—[1]મૃગ; [2]મૃગરાજ; [3]મૃગાંગ (મયંક); [4]મૃગજલ; મૃગતૃષ્ણા; [5]મૃગશિર; [6]માર્ગશિર્ષ (માગસર–માધસર); મૃગલોચના; મૃગાક્ષી; મૃગી;—મૃગયા (य આગમ+अ+आ); માર્ગ (મારગ, માગ–મગ); માર્ગી (इन्); વામમાર્ગી એકમાર્ગી.

### ગૂ. ધા—(?) માગવું:—

૧. શિકાર કરવાનું પશુ કોઇ પણ પશુ:—હરણ. ૨. પશુઓનો રાજા, સિંહ ૩. પશુના (સસલાના) ચિહ્નવાળો, ચંદ્ર—૪. બપોરે રણોમાં દૂરથી પાણી હોય એમ મિથ્યા દેખાય છે. તેને મૃગજળ કહે છે કેમકે પશુઓ પાણી સમજી તે પીવા દોડે છે, ઝાંઝવાં-૫ એ આકારનું એક નક્ષત્ર-૬. જે માસમાં પૂનમે મૃગશિર નક્ષત્ર આવે છે તે (દરેક માસનું નામ પૂનેમે આવતા નક્ષત્ર ઉપરથી પડયું છે.)

**૬૨. યજ્-પૂજવું; બળીદાન આપવું:—**

અ.—**યાગ** (જાગ); પ્રયાગ.-अन—**યજન**—न.-**યજ્ઞ** (જગ્ન, જગન); યજ્ઞોપવીત (ઉપવીત=જનોઈ, યજ્ઞોપવીત-યજ્ઞવડે સંસ્કારી કરેલું જનોઈ.) (જનાઈ); યાજ્ઞિક (જાની)-मान.-**યજમાન** (જજમાન).—ऊस—**યજુર્વેદ** (જજુરવેદ)-ति. (યજ્ નો इष् થઈ જઈને) ઇષ્ટિ क्विप्—[1]ઋત્વિજ્ ऋतु = યોગ્ય વખત+યજમાં य ની इ થઇ ગઈ.

**ગૂ. ધા. યગ્ન-જગ્ન કરવો, (કોઈ કવિતામાં) યજવું.**

૧. હંમેશાં ઘરમાં યજ્ઞાદિક કર્મ બરાબર વખતે કરવાને સારૂ રાખેલો બ્રાહ્મણ, ગોર.

**૬૩. યમ્—અટકાવવું:—**

अ.—[1]**યમ** (જમ), યમક (ઝમક); ઉદ્યમ (ઉજમ); નિયમ (નીમ-નેમ); નિયામત;—[2]યામ (જામ); યામિની (જામિની-જામની)—तृ.—**નિયંતા;** त्र—**યંત્ર** (જંત્ર-જંતર); યંત્રી (इन्) (જંત્રી; યાંત્રક)—ति—[3]**યતિ** (જતિ).-य.—[4][**યામ્ય**]; યામ્યોત્તર વૃત્ત.—इन्.—[5]અંતર્યામી (અંતરજામી). (आ આગમ થવાથી) [6]યામાતૃ (જામાત, જમાઇ).

**ગૂ. ધા.—નીમવું.**

૧. અટકાવનાર, મુઆ પછી સજા કરનાર.—ધર્મરાજા, કેમકે તેની સજાને ભયે માણસો પાપ કરેતાં અટકે છે.—૨. પહોર.—૩. અટકવું છંદમાં અટકવાનાં સ્થળ;-(પોતાની ઇંદ્રિયોને) અટકાવનાર, યોગી; જૈન સાધુ—૪. અટકાવનાર, દક્ષિણ દિશા—૫. માંહેથી અટકાવનાર, પાપ પૂણ્ય સૂઝાડનાર, પરમાત્મા, પરમેશ્વર.—૬. (યામિ=દીકરી+તૃ)=જમાઈ.

**૬૪. યા.—જવું:—**

अन.—[[1]**યાન**] (જાન); પ્રયાણ; [2]ઉદ્યાન; [ઉદ્યાની] (ઉજાણી); ઉદ્યાપન.—त्र+आ [3]**યાત્રા** (જાત્રા).—इन्—[4]**અનુયાયી.**

**ગૂ. ધા.—જાવું—જવું.**

૧. જવું, કૂચ કરવી;—વરની સાથે પરગામ જનાર માણસોનું ટોળું.—૨. (ગામની બહાર) મઝાને સારૂ જવાનું ઠેકાણું; વાડી.—૩. જવું, ગમન, દેવ નિમિત્ત અમુક ઉત્સવ જેમકે રથયાત્રા વગેરે.—૪. સાથે—પાછળ જનાર, અનુચર, દાસ.

**૬૫. ( युज्—લા. Jungo ઇં. yoke)—જોડવું:—**
અ.—[1]યુગ ( જુગ ); યુગલ ( લ ) ( જુગલ )—[2]**યોગ** (જોગ); યોગી (જોગી); યોગિની (જોગણી, જોગણ);—[3]ઉદ્યોગ; ઉપયોગ; નિયોગ; પ્રયોગ; વિયોગ ( વિજોગ ); સંયોગ.—अन **યોજન** ( જોજન ); પ્રયોજન; યોજના.—अक.—**યોજક**, પ્રયોજક, સંયોજક.—त—**યુક્ત** ( જુગત, જુગતુ ); ઉપયુક્ત; સંયુક્ત.—ति—**યુક્તિ** ( જુગતી-જુગત ), પ્રયુક્તિ—य.— **યોગ્ય** ( જોગ ); યોગ્યતા; પ્રયોજ્ય; स, [4]સાયુજ્ય, म.— **યુગ્મ** ( જુગમ ).

ગૂ. ધા.—**યોજવું.**

૧. જોડનાર, જોડકું.—સત્ય અથવા કૃત. ત્રેતા, દ્વાપર અને કળિ એવા જે ચાર યુગ ગણાય છે તે.—૨. જોડાઈ જવું;—બ્રહ્મ સાથે જોડાઇ જવું, તેમ કરવાની વિદ્યા;—કોઇ બે કારણનું એકઠું થવું, તેમ થવાનો સમય—સંભવ—૩. (મનનું) બહાર—પદાર્થો સાથે જોડાવું, પ્રવૃત્તિ કામ.—૪. ( ઈશ્વર ) સાથે જોડાઈ જવું, એ નામની સૌથી મોટી મુક્તિ.

**૬૬. रंज्-રંગવું, ઉશ્કેરવું; રાજી થવું-કરવું; ચહાવું:-**
અ.—રંગ; રંગકાર ( રંગારો )—[1]**રાગ**; [2]રાગી ( इन् ) રાગિણી ( રાગણી ); [3]અનુરાગ;—[4]વિરાગ; વૈરાગી ( इन् ); (વેરાગી); વૈરાગિણી (વેરાગણ); [4]વૈરાગ્ય—त.—[5]**રક્ત** (રાતું). [6]વિરક્ત ( વરક્ત ).—अन.—**રંજન**, રંજની, રજનિ, રજની (રયણી-રેણી-રેણ-રેન).—इत—**રંજિત**—अक.—**રંજક.**

ગૂ. ધા.—રંગવું, રંજન કરવું.—**ગૂ. શ.—અણરાગ**, રાગડો, રાગોટો.

૧. રાજી કરનાર ગાયનનો એક પ્રકાર.—૨. શોખી.—૩ કોઈની સાથે રાજી થવું, પ્રીતિ રાખવી, પ્રીતિ.—૪. (સંસાર ઉપર) પ્રીતિ ન રાખવી—ન રાખવાપણું.—૫. રંગાએલું, લાલ રંગનું;—લોહી. કેમકે તે લાલ છે. રાજી થએલો; પ્રેમ ભરેલો.—૬. ( સંસાર ઉપર ) પ્રેમ વિનાનો, બધું છોડી બેઠેલો.—

**૬૭. रम्-(લા. Labor) શરૂ કરવું; આનંદ આપવો:-**
અ. [ **રંભ** ]; [1]રંભા; આરંભ; પ્રારંભ; સમારંભ. त-

[2]પ્રારબ્ધ ( પ્રાલબ્ધ ) માન.—આરભ્યમાણ—ઇ—સુરભિ (સોરભ, સોરમ, સોડમ, સો'ડ).

ગૂ. ધા.—આરંભવું; સોડવું.

૧. આનંદ આપનારી, મુખ્ય અપ્સરાનું નામ—૨. શરૂ કરેલું (કર્મ). નસીબ, કર્મ ત્રણ પ્રકારનાં કહ્યાં છેઃ—પ્રારબ્ધ એટલે જેનું ફળ આ જન્મમાં ભોગવવા માંડયું છે તે, ક્રિયમાણ એટલે જે આ જન્મમાં કરાતું અને કેટલુંક ભોગવાતું જાય છે તે, અને સંચિત એટલે આવતા ભવમાં ભોગવવા સારૂ જે સંચી રખાય છે તે—૩. આનંદ આપનારી, ગાય, પૃથ્વી, સુગંધ.

૬૮. रम्.—રમવું,—પ્રસન્ન થવું,—કરવું, શોભવું:—

અ.—રમા ( આ );—રામ, [1]અભિરામ; વિરામ.—અન. રમણ, રમણી, રમણિક.—ઈય.—રમણીય—ય.—રમ્ય—ત,—રત.—તિ. [2]રતિ. [3]વિરતિ.—ત્ન=કરનાર, રત્ન ( રતન ), [4]રત્નાકર (રતનાગર).

ગૂ. ધા. રમવું, રમણ કરવું.—ગૂ. શ. રમત, રમકડું.

૧. ઘણું પ્રસન્ન કરનાર, સુંદર—૨. પ્રીતિ. પ્રીતિની દેવી. કામદેવની સ્ત્રી. ૩. વિશેષે કરીને શોભવાપણું. પિંગળની યતિ—૪. રત્ન=મોતી+આકર=ઢગલો=મોતી નીકળવાનું ઠેકાણું, સમુદ્ર.

૬૯. रस्—સ્વાદ લેવો:—

અ.—રસ ( રસો ); રસિક ( રસિયો, રસિલો ); અરસિક; રસમય; રસવતી ( રસોઈ ); રસજ્ઞ; રસાયન (રસાયણ, રસાણ); —નિ; નિરસ ( નરસ, નરસું ); વિરસ, સરસ, સુરસ; ઉર્ધ્વ=ઊંચે, ઉર્ધ્વરસ ( ઉધરસ ); ગોરસ, (ગોરસું)—[1]રાસ; ( [1]રાસો ); [1]રાસમાળા; રાસક ( [2]રાસડો)—અન+આ.—[3]રસના.—આલ—રસાલ ( રસાળું ). રસુન—( લસણ ).

ગૂ. ધા.—૧-રસ લેવો; ૨ રસવું.—ગૂ. શ. રસોઇઓ, રસોડું, રસી, રમણીઓ, રસોળી.

૧. રસવાળું. એક જાતનું નાટક;—ઇતિહાસ અથવા ઇતિહાસની વાત રસાલંકૃત શૈલિમાં લખેલી હોય તે, પ્રાકૃતમાં તેને રાસો કહે છે. જેમકે ચંદનો રાસો; આવા ઘણા રાસાનું તાત્પર્ય ફાર્બસ સાહેબે

ગૂજરાતનો ઇતિહાસ રચ્યો છે તેમાં આવવાથી તેનું નામ રાસમાળા પાડયું છે—૨—ચાલુ બનાવવા વર્ણનનો ગરબો.—૩ સ્વાદ લેનારી, જીભ.

### ૭૦. रक्ष्—રક્ષણ કરવું:—

અ આ.—[1]રક્ષા (રખ્યા, રાખ)—अस्+अ—[2]રાક્ષસ (રાખસ); રાક્ષસી (રાખસી).—अक—રક્ષક (રખો); રક્ષિકા (રાખડી) अन રક્ષણ; સંરક્ષણ—इय.—રક્ષણીય.

ગૂ. ધા.—રાખવું, રક્ષણ કરવું—ગૂ. શ. અંગરખો(अंगरक्षक); પગરખું; રખવાળ, રખેવાળ (रक्षपाल); રખોપું; રખોડી; રખોડો.

૧. રક્ષણ કરનારી, રાખડી. બળતાં જેનું રક્ષણ થાય છે તે. રાખ. ૨—રાક્ષસનું રક્ષણ કરનાર એવું નામ તેની પ્રસન્નતાર્થે અથવા અમંગળ શબ્દ દૂર રાખવાને માટે પાડયું હશે. હવિ એટલે બળિદાનનું જેનાથી રક્ષણ કરવું જોઇએ તે.

### ૭૧. राज्—(લા. Rego)—પ્રકાશવું:—

अन्—રાજન્—રાજા (રાજે-રાજ, રાય, રાવ); રાજ્ઞી (રાણી); રાજધાની; રાજપુત્ર (રજપૂત); [1]રાજસૂય; અધિરાજ, રાજાધિરાજ; મહારાજ [2]યુવરાજ.—इत—વિરાજિત—य રાજ્ય, વિરાજમાન (બિરાજમાન); સમ્, [3]સામ્રાજ્ય. त्र.—[4]રાષ્ટ્ર, મહારાષ્ટ્ર, માહારાષ્ટ્ર (મરહઠ્ઠા-મરેઠા-મરાઠા)

ગૂ. ધા.—રાજવું, વિરાજવું-બિરાજવું—ગૂ. શ. રજવાડો (राजपट्ट); રાવણુ; (?) રાવળીયા; રાવણું; રાજવી.

૧. નવું રાજ્ય મેળવનાર રાજા બીજા રાજાઓને બોલાવી યજ્ઞ કરતા હતા તે બીજા રાજાઓ જો નહિ આવે, તો તેનું રાજપદ મંજુર ન થયું એમ સમજાય.—૨ જુવાન રાજા, જેનો એક રાજા પછી ગાદીએ બેસવાનો હક્ક હોય અથવા જેને તે મુજબ કબુલ રાખવાની ક્રિયા કરી હોય તે—૩. ચક્રવર્તિ રાજ્ય, શહેનશાહત—૪. (રાજાને) પ્રકાશવાનું સાધન મુલક દેશ.

### ૭૨. रुध्.—રોકવું:—

અ. રોધ; અવરોધ; વિરોધ; વિરોધી (इन्)—[3]न. રોધન (રૂંધણુ)—क—રોધક; અવરોધ વિરોધક.—त. [રુદ્ધ]; અ+નિ [1]અનિરુદ્ધ; વિરુદ્ધ.

ગૂ. ધા.—રૂંધવું; રૂંધાવું.

૧. નહિ અટકાવાએલો, કૃષ્ણનો પૌત્ર–ઓખાને વર્યો હતો તે.

### ૭૩. रूप्—ગડવું; દેખાડવું:—

अ.—રૂપ; [1]રૂપાવલિ; રૂપી (इन्); બહુરૂપી; तत् [2]તદ્રૂપ; અરૂપ; અનુરૂપ; કરૂપ (કરૂપ, કરૂપો–કદરૂપો); વિરૂપ (વરૂઓ–વરવો); સ. સારૂપ્ય (य); સુરૂપ; સ્વરૂપ—अक.—રૂપક (રૂપિયો); [3]નિરૂપક.—य.—[રૂપ્ય] (રૂપું); [ રૂપ્યક ] (य+क) રૂપૈયો–રૂપીઓ); [3]નિરૂપ્ય,-अन–[3]નિરૂપણ.

૧. વ્યાકરણનાં રૂપોની હાર,–કોષ્ટક.–૨. તેના જેવું તલ્લીન.—–(મનમાંથી કાઢી) બહાર સ્પષ્ટ દેખાડવું, બરાબર વર્ણન કરવું; નિશ્ચય કરી બતાવવો તે निरूपण, એવું વર્ણન કરવાની વસ્તુ તે निरूप्य, અને વર્ણન કરનાર તે निरूपक.

### ૭૪. लक्ष्—ચિહ્ન કરવું, તાકવું, ધ્યાન આપીને જોવું:—

अ.—લક્ષ (લાખ); લક્ષી (इन्); [1]લક્ષ-લાક્ષા (લાખ); [લાક્ષિક] (લાખીઓ),—अन—લક્ષણ; અવલક્ષણ (અપલક્ષણ); [2]વિલક્ષણ; સુલક્ષણ (સલખણો–સખણો); લક્ષણા; [3]લાક્ષણિક.—य.—લક્ષ્ય; અલક્ષ્ય; દુર્લક્ષ્ય;–मन्.–[લક્ષ્મન્]; [4]લક્ષ્મણ (अ); લક્ષ્મી (લખમી-લછમી-લાછ).

ગૂ. ધા.—ઓળખવું (अवलक्ष), (?) લેખવું, લેખવવું.

ગૂ. શ. લખેશરી (लक्षश्री).

૧. ચિહ્ન કરનારી રંગ આપનારી, લાખ.—૨. વિશેષ લક્ષણ—ગુણ—વાળો; ૩. લક્ષણાથી–કાંઇ સંકેત ચિહ્નથી ઉત્પન્ન થએલો અર્થ; શબ્દના વાચ્ય અર્થથી જે જૂદો અર્થ થાય તે.—૪. ચિહ્નવાળો, મુખ્ય; રામનો ભાઈ.

### ૭૫. लोक्,— लोच्—જોવું:—

अ.—લોક; અમરલોક, ગોલોક; [1]લોકાયત (आ+यम्+त); [2]લોકાલોક.—લૌકિક (લોકિક); અલૌકિક.—अन.—[3]લોચન; [3]ત્રિલોચન; [3]ત્રૈલોચન (अ); સુલોચના;—[4]અવલોકન; [5]વિલોપકન.

### ગૂ. ધા.—અવલોકવું, વિલોકવું.

૧. જોવામાં-પ્રત્યક્ષમાંજ-જેનું જ્ઞાન રોકાઇ રહેલું છે તે ચાર્વાકાદિક નાસ્તિક મતે—૨. જેના વડે દેખવું ન દેખવું થાય છે તે, જેની પછાડી સૂર્ય જાય ત્યારે રાત અને આગળ સૂર્ય આવે ત્યારે દહાડો થાય છે એવો એક કલ્પિત પર્વત—૩ ત્રણ આંખવાળો, મહાદેવ—૪. નીચે ધ્યાન આપીને જોવું, ખોળવું કેમકે માણસ કાંઇ ખોળતું હોય ત્યારે ધ્યાન આપીને જુએ છે.-તપાસી તપાસીને જોવું.—૫ વિશેષ કરી જોવું.

### ૭૬. वच्—(લા. Voco) બોલવું:—

क्विप्.—વાચ (વાચ); વાગ્દાન; વાચા; વાચિક.—अ.—[૧]ચક્રવાક (ચકવો)—अन—વચન (વયણ–વેણ)—अक—[૨]વાચક, ભાવવાચક. અવાચક—तृ—વક્તા, વક્તૃત્વ—त्र.—[૩]વક્ત્ર—ईय.—વચનીય; નિર્વચનીય; [૪]અનિર્વચનીય.—य.—વાક્ય (વાએક); પંચવાક્યા (વાએકા); વાચ્ય.—त.—[૫]ઉક્ત; વેદોક્ત, શાસ્ત્રોક્ત.—ति—[૬]ઉક્તિ; અતિશયોક્તિ; પુનરુક્તિ; [૭]સ્વભાવોક્તિ, आल.—વાચાલ; વાચાલતા.

### ગૂ. ધા. (?) વાંચવું.

૧. ચકવાં—વારાફરતી—એક આ કાંઠેથી અને બીજું બીજે કાંઠેથી રાત્રે બોલનારાં પક્ષી.—૨. કહેનાર, દેખાડનાર.—૩. બોલવાનું સાધન, મોઢું—૪. નિશ્ચય કરીને કહી શકાય નહિ તે.—૫. કહેલું—૬. કહેવું—૭. (માણસનો) સ્વભાવ કહેવો, ગુણ ચિત્ર, અલંકાર શાસ્ત્રમાં ગમે તે પ્રાણીનો સ્વભાવ કહેવો તે.

### ૭૭. वद्—બોલવું:—

अ.—વાદ; વિવાદ; નિર્વિવાદ; સંવાદ; [૧]અપવાદ—વાદી (इन्); પ્રતિવાદી; अन. [૨]વદન—य—[૩]વાદ્ય (વાજું)—इत्र. [૪]વાદિત્ર (વાજિત્ર—વાજિંત્ર).

### ગૂ. ધા.—વદવું:—વાદ કરવો.

૧. એક નિયમથી ઉલટું હોય તે કહેવું, ઉલટા દાખલા આપવા, ઉલટું, કોઇની વિરુદ્ધ કહેવું; તોહોમત મૂકવું—૨ બોલનાર બોલવાનું સાધન, મોઢું.—૨ બોલવાનું—અવાજ કરવાનું સાધન, વાજું.

### ૭૮. वस्—(લા. Vestis) રહેવું; ઢાંકવું; હોવું:—

अ.—[૧]વાસ (વાસો), વાસી (इन्); પ્રતિવાસી (પાડોશી);

[1]મહીવાસ (મે'વાસ); [2]મહીવાસી (મે'વાસી); આવાસ (અવાસ); [3]ઉપવાસ ( અપવાસ–અપ્પાસ ); નિવાસ; સહવાસ ( સે'વાસ); સુવાસ; [4]સુવાસિની (ઈની) (સોવાસણ–સોભાસણ–સોહાસણ)— **अन—[5]વસન; [ વાસન ]** ( વાસણ ); વાસના.—उ—**વસુ;** વસુધા; વસુંધરા; વસુદેવ, [6]વાસુદેવ (अ), [7]**વાસવ** (अ)–तु— [8]**વસ્તુ** (વસ્ત–વસ); વસ્તુતઃ; વાસ્તવિક; [9]વાસ્તુ પૂજન.—त. —[10]**ઉદ્વસ્ત—ति—વસતિ** (વસ્તી)—અમા=સાથે, પાસે, જે દિવસે સૂર્ય અને ચંદ્ર સાથે હોય તે **અમાવાસ્યા** (અમાસ)—**त्र.—[5]વસ્ત્ર—तव्य—**[વાસ્તવ્ય] [11](વસવાયાં).

૧. રહેવું, રહેવાનું ઠેકાણું;—શરીરને ઢાંકનાર, લુગડાં;—ગંધ.—**મે'વાસી એટલે મહી નદી ઉપર** રહેનારા, કોળી:—લૂટારા, **કેમકે તે અસલ લૂટવાનોજ** ધંધો કરતા હતા, અને તે ઉપરથી કોઈ **પણ લૂટારા મુલકને મે'વાસ** કહેવાય છે.—૩. હલકી રીતે—ફલાહાર **કરીને,**—ખાધા વિના રહેવું.—૪. સારા વસ્ત્રવાળી, જેનો ધણી જીવતો છે તે—૫. લૂગડાં. ૬. વસુદેવથી ઉત્પન્ન થયેલો કૃષ્ણ. ૭. વસુવાળો, ઇંદ્ર—૮. હોનાર, ખરેખરૂં હોય તે—ચીજ, દ્રવ્ય, પદાર્થ, સત્ય પદાર્થ. નાટક વગેરેનો વિષય ( પ્લૉટ )—૯. વાસ્તુ એટલે ઘરનું પૂજન, નવું ઘર બાંધ્યા **પછી જે કર્મ કરવામાં** આવે છે તે.—૧૦. વસવાથી ઉલટું—ઉજડ **કરેલું. ૧૧.**—વસાવવા યોગ્ય. ગામ વસાવતી વેળા ખેડુતોની સાથે અમુક કારીગરો વગેરેને વસાવવાનું મનુસ્મૃતિમાં કહ્યું છે તે.

**૭૯. वह्**—(લા. Veho)—લઇ જવું; **વહેવું:**—

**अ**—[વહ–વાહ] (વોહ); નિર્વાહ; પ્રવાહ; પ્રવાહી ( ઈન્ ); **વિવાહ** ( વી'વા–વે'વા ); વૈવાહિક ( વે'વાઇ )—अन—**વહન** (વે'ન–વેણુ); વાહન (વા'ણ–વહાણ); [1]આવાહન—अक. **વાહક;** ઉષ્ણતાવાહક; મંદવાહક—त—[ઊઢ] પ્રૌઢ; [2]નવોઢા, इन्+इ— પૂર્વવાહિની—नि—[3]**વહ્નિ.**

' ગૂ. ધા.—વહેવું. ગૂ. શ.—વહીતરૂં–વેતરૂં (वहित्र); વે'લ, વે'ળો.

૧. દેવને મર્યાદામાં અમુક સ્થળે—લઈ જવું તેમાં વસાવવાં. ૨. નવી વહન કરેલી—પરણેલી સ્ત્રી. ૩. હોમેલું લઈ જનાર દેવતાને પહોંચાડનાર, અગ્નિ.

**૮૦. विद्**—(લા. Video ઇં. Wit)—જાણવું;—મેળવવું;—હોવું:—

અ.—[ **વિદ** ]; કો=બોલનાર, કહેનાર, [૧]કોવિદ;—વેદ; [૨]આયુર્વેદ; [૩]ધનુર્વેદ; [૪]વેદાંગ; વેદાંત; વૈદિક (વેદિયો); દ્વિવેદી (દવે); ત્રિવેદી (ત્રવાડી); ચતુર્વેદી; ઉપદેદ—अन, **વેદના** (આ); [૫]નિવેદન—उर—**विदुर**.—तृ.—**વેત્તા;** ખગોળવેત્તા; તત્ત્વવેત્તા; બ્રહ્મવેત્તા—त.—[૬]**વિત્ત**—इत.—[૭]**વિદિત;** નિવેદિત.—मान.—[૮]**વિદ્યમાન.**—य—**વિદ્યા** (આ); વિદ્યાર્થી; વિદ્યાલય; વૈદ્ય (વૈદ); વૈદ્યનાથ (વૈજનાથ); નૈવેદ્ય—वत्—**વિદ્વત્;** વિદ્વજ્જન; વિદ્વત્તા,—वान्.—**વિદ્વન્;** (વિદ્વાન).

૧. વિદ એટલે પવિત્ર જ્ઞાન કહેનાર. પંડિત—૨. વૈદ્યકશાસ્ત્ર.—૩. ધનુઃ=ધનુષ્યની વિદ્યા.—૪. વેદનાં અંગ, તે બરાબર શીખવાને માટે તેના પેટામાં જે છ શાસ્ત્રો છે તે;—શિક્ષા (જેમાં ઉચ્ચાર અને સ્વરની સમજ આપી છે તે) કલ્પ (વેદોક્ત કર્મ કરવાની સમજુતી) વ્યાકરણ (પાણિનિકૃત અષ્ટાધ્યાયી); છંદ (પિંગળકૃત છંદશાસ્ત્ર); જ્યોતિષ (વેદોક્ત કર્મ અમુક કાળે કરવાનાં છે તેથી કાળ નિર્ણય કરનારૂં શાસ્ત્ર); અને નિરુક્ત (જેમાં અઘરા વૈદિક શબ્દોની સમજુતી તથા વ્યુત્પત્તિ આપી છે તે).—૫. જણાવવું, જાહેર કરવું.—૬. જાણેલું, માલમ—૮. હયાત.

**૮૧. विश्—પેસવું, વ્યાપવું:—**

અ.—**વેશ;** આવેશ; સમાવેશ; પ્રવેશ,—अक.—**પ્રવેશક**—नु—[૧]**વિષ્ણુ;** વૈષ્ણવ (અ). क्विप्.—[ [૨]**વિશ્** ]; [૨]વૈશ્ય (य)—(त).—[ વિષ્ટ ] (બેઠો).

**ગૂ. ધા.—પેસવું;-બેસવું:—**

૧. વ્યાપક—૨. બહુ ફેલાયલા લોક, એ નામની ત્રીજી વર્ણ.

**૮૨. वृ ઢાંકવું; રક્ષણ કરવું; પસંદ કરવું.**

અ—[૧]**વર;** [૨]વરિષ્ટ; [૩]મુનિવર; સ્વયંવર; સરસ=તળાવ, સરોવર; [૪]પ્રવર;—પારાવાર; વિવાર સંવાર;—વીન; વૈર (વેર);—अन,—**આવરણ.**—[૫]વાતાવરણ.—[૬]**વારણ;** નિવારણ.

—उण.—[૭]વરુણ; વરુણિ; વારુણી.—य. वीर्य (બીજ, બી); નિવાર્ય—इ.—[૮]વારિ (વાર).

ગૂ. ધા.—વરવું:—વારવું—નિવારવું.

૧. પસંદ કરનાર, સ્ત્રીનો ધણી;—પસંદ થનાર, ઉત્તમ; પસંદ કરીને માગેલી વસ્તુ.—૨. સર્વોત્તમ મોટામાં મોટી (કોટિ).—૩. મુનિઓમાં ઉત્તમ.—૪. ગોત્રમાં ત્રણ કે પાંચ જે ઉત્તમ-અતિ પ્રસિદ્ધ-પુરૂષો થઈ ગયા હોય તેનાં નામ.—૫. વાત=વાયુનું આવરણ; ઢાંકણ.—૬. હાથી. ૭. પૃથ્વીને ઢાંકનાર, પાણી, સમુદ્ર, સમુદ્રનો દેવ; યજ્ઞને માટે બ્રાહ્મણની પસંદગી.—૮. પાણી.

૮૩.—वृत्—(લા. Verto) વળવું;—વર્તવું,—રહેવું.

अ.—આર્ય + આ [૧]આર્યાવર્ત્ત; વાર્ત્તા (બા)—अन.—[૨]વૃત્તન (વતન); આવર્ત્તન; પરા. પરાવર્ત્તન—त.—વૃત્ત; વૃત્તાંત; નિવૃત્ત; પ્રવૃત્ત—ति.—વૃત્તિ; અનુવૃત્તિ; આવૃત્તિ; [૩]નિવૃત્તિ; [૩]પ્રવૃત્તિ.—मान—વર્તમાન.—मन्—[૪][ વર્ત્મ ]. (વાટ)—उल—વર્તુલ—વર્ત્તણુંક.

ગૂ. ધા.—વર્ત્તવું:—(?) વરતવું ગૂ. શ. વર્ત્તણિયો. (वर्त्तनक ?); (વર્ત્તારો—વર્ત્તાળો.)

૧. આર્ય લોકોને રહેવાનું ઠેકાણું,—૨. રહેવું; રહેવાનું ઠેકાણું. રહેવાનું સાધન, છવાઇ, પગાર—૩. આત્માનું માંહે-પોતાના તરફ-વળવું તે નિવૃત્તિ, અને બહાર—સંસારી વિષયો તરફ વળવું તે પ્રવૃત્તિ.—૪. માર્ગ.

૮૪. वृध्.—વધવું.

अन.—વર્દ્ધન; [૧]ગોવર્દ્ધન—अक.—વર્દ્ધક; વિવર્દ્ધક.—त.—વૃદ્ધ (બુઢ્ઢો)—इत.—वि. વિવર્દ્ધિત.—ति.—વૃદ્ધિ; વૃદ્ધિ સૂતક—मान.—વર્દ્ધમાન (વઢવાણ).

ગૂ. ધા.—વાધવું—વધવું.

૧. ગાયને (પુષ્કળ ચારો પૂરો પાડી) વધારનારો પર્વત, એ નામની એક ગોકુલ પાસે ડુંગરી છે તે.

૮૫. शक्—ખમવું; શક્તિમાન્ હોવું:—

अ.—[૧]શાક; [૨]શકારિ; [૩]શાક (બ); [૪]શાક; [૪]શાકંભરી-

इन् + ई,—**શાકિની** ( શાકણી, શાકણ ).—य—**શક્ય**; શાક્ય. મુનિ. ૨.—[૫]**શક्**—त—**શક્ત** ( શકતો—સકતો ), અશક્ત—ति.—**શક્તિ**; શાક્ત ( अ ).—उन.—**શકુન** ( શુકન ); શકુનાવલિ ( શુકનાવલિ )—उन्त.—[૬]**શકુન્ત**; [૭]શકુન્તલા ( ल + आ )—ट—**શકટ** ( છકડો ); **શકટી** ( શગડી ); શકટિકા; મૃद् = માટી, [૮]મૃચ્છકટિક.

**ગૂ. ધા.—શકવું.**

૧. શક્તિમાન હોનાર એ નામના એક લોક. સ્કુથી અથવા સિથિયન—૨. શકનો શત્રુ, તેમને હરાવી કાઢનાર, વિક્રમાદિત્ય.—૩. શક સંબંધી, એ નામનું વર્ષ.—૪. શક્તિમાન્ કરનાર, વનસ્પતિ, વનસ્પતિ ભરનાર—પુષ્કળ ઉગાડનાર દેવી તે શાકંભરી, રજપૂતોની ઈષ્ટ.—૫. શક્તિમાન્ હોનાર, ઇંદ્ર—૬. એ નામનું પક્ષી —૭. શકુન્ત પક્ષીએ ઉછેરેલી, કણ્વ ઋષિની પાળકપુત્રી; એ નામનું નાટક.—૮. માટીની ગાડી સંબંધી, એ નામનું એક નાટક.

## ૮૬. શી—સૂવું.—

अ.—[શય]; અતિશય; [૧]આશય; [૨]જલાશય; સંશય—अन.—**શયન** (શેન—સેન)—य+आ શય્યા (**સજ્જા—સેજા—સેજ**)—इन्—[૩]**શેષશાયી.**

૧. કહેવાનો મુદ્દો.—૨. પાણીનો આશય, પાણીને રહેવાનું ઠેકાણું.—૩. શેષનાગ ઉપર સૂનાર નારાયણ.

## ૮૭. શુધ્—શોધવું—શુદ્ધ કરવું:—

अ.—**શોધ.** अन.—**શોધન**—अक. **શોધક**; શોધક બુદ્ધિ.—त.—[૧]**શુદ્ધ**; અશુદ્ધ; વિશુદ્ધ—ति.—**શુદ્ધિ** ( શુદ્ધ ).

ગૂ. ધા.—શોધવું—ગૂ. શ **બેશુદ્ધ; અણીશુદ્ધ.**

૧. શોધેલું ભેળ વગરનું.—૨ ઘણું શુદ્ધ.

## ૮૮. શ્રમ્—મહેનત લેવી, થાકી જવું—

अ.—શ્રમ; [૧]આશ્રમ; ચતુર્થાશ્રમ; પરિશ્રમ;—**વિશ્રામ** ( વિસામો )—क्त.—**શ્રમિત**; વિશ્રમિત, ( વિસમ્યું )—ति—**વિશ્રાંતિ.**

ગૂ. ધા.—શ્રમ લેવો:—વીસમવું.

૧. શ્રમ તપશ્ચર્યા કરવાનું સ્થળ, ઋષિમુનિઓને રહેવાની જગ્યા, માણસની જીંદગીના તમામ ઉદ્યોગના ચાર ભાગ પાડ્યા છે તે; બ્રહ્મચર્યાશ્રમ (વિદ્યાર્થી અવસ્થા); ગૃહસ્થાશ્રમ (ઘર માંડીને રહેવું); વાનપ્રસ્થાશ્રમ (વનમાં જઈ એટલે કામધંધો છોડી પરમાર્થના કામમાં વખત ગાળવો તે); સંન્યસ્તશ્રમ (સઘળું છોડી પરલોકના ચિંતનમાંજ રહેવું).—૨. મહેનતથી હલકું, વિશ્રામો.

૮૯. શ્રિ શ્રૃ—જવું:—

અ—[૧]આશ્રય (આશરો)—અન—શરણ (શરણું); શરણાગત (આગત) (શરણાંગત); અશરણશરણ.—ક્ત આશ્રિત; ઉચ્છ્રિત (ઉછર્યો)—નિ—[૨]શ્રેણિ (શ્રેઢિ); [૩]નિઃશ્રેણિ (નીસરણી).

ગૂ. ધા.—ઉછરવું; નિસરવું.

૧. કોઈની મર્યાદામાં-હદમાં જવું, મદદ માગવી, મદદ—૨. જવાનું—ચઢવા ઉતરવાનું સાધન; પગથીઆં પગથીઆવાર આંકડા. —૩ બહાર જવા આવવાનાં સાધન, પગથીઆં, સીઢી.

૯૦. શ્રુ—સાંભળવું:—

અન—[૧]શ્રવણ; [૨]શ્રાવણ (મ)—અક [૩]શ્રાવક (શાવક-સાવક)—તૃ. શ્રોતા—ત્ર—[૪]શ્રોત્ર, [૫]શ્રવક;—ત શ્રુત; બહુશ્રુત—તિ—[૬] શ્રુતિ; [૭]શ્રૌતકર્મ.

ગૂ. ધા.—શ્રવણ કરવું; શૂણવું—સૂણવું.

૧. સાંભળવું; સાંભળનાર. કાન; એ નામનું નક્ષત્ર; એ નામનો પુરૂષ-૨ પૂનમે શ્રવણ નક્ષત્રવાળો મહિનો-૩ સાંભળનાર: જૈન-માર્ગના સંસારી લોકો. તેઓને સાંભળનારજ કહેવાનું કારણ એ છે કે એ માર્ગને મતે ખરેખરો જૈન તો સંસાર છોડે તેનેજ કહેવાય.—૪. સાંભળવાનું સાધન, કાન; વેદ.—૫. વેદ પ્રમાણે ચલાવનારો—૬. સાંભળવાપણું-પરંપરાથી સંભળાતું આવેલું જ્ઞાન, વેદ.—૭. શ્રુતિમાં-વેદમાં કહેલાં કર્મ.

૯૧. શ્વસ્-શ્વાસ લેવો:—

અ.—શ્વાસ (સાસ); ઉચ્છ્વાસ (ઉસાસ); શ્વાસોચ્છ્વાસ (સાસોસાસ-શ્વાસોશ્વાસ); નિશ્વાસ (નિસાસો); વિશ્વાસ; અવિશ્વાસ (અવિશ્વાસુ) [૧]વિશ્વાસુ (ઉ); [૨]વિશ્વાસી (ઇન્).

ગૂ. ધા.—શ્વાસ—સાસ લેવો:—

૧. વિશ્વાસ રાખવા જોગ.—૨. વિશ્વાસ રાખનાર, પ્રીસ્તી.

